

# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨ અંક ૧૦
શ્રીષટતિલા એકાદશી વ્રત
પોષ વદ ૧૧, ૨૦૬૬





અનુક્રમણિકા


| વિષય | પાન ક્રમાંક |
| --- | --- |
| ❖ નિવેદન | ૧ |
| ❖ ટિપ્પણી | ૪ |
| ❖ શ્રીરસિક રસ ચરિત્ર | ૫ |
| ❖ સર્વોત્તમ સ્તોત્ર | ૭ |
| ❖ શ્રીગોકુલનાથજીકે ૨૪ વચનામૃત | ૯ |
| ❖ સ્વરૂપ નિષ્ઠા | ૧૧ |
| ❖ શ્રીધોલ પદ | ૧૧ |
| ❖ વિચાર કરવો જોઇએ | ૧૩ |
| ❖ શ્રીચતુર્થપીઠ | ૧૬ |
| ❖ શ્રીગોકુલેશ દ્વાત્રિંશન્નામનાષ્ટકમ્ | ૧૭ |
| ❖ જૈ જૈ શ્રીગોકુલેશ | ૧૯ |
| ❖ કવિત્ત | ૨૦ |
| ❖ Bhaktivardhini | 21 |
| ❖ Comparision | 23 |


### राग वसंत

चलहूं धमारि गावत नवल विचित्र जाय रिझाईऐ;

तान निकै तरङ्ग उपजावैं और सफल विधानिधान तापैं विवेक पाईऐ. १

आदि करौ मज्जन नैंन दै अञ्जन आभूषन सजिकै सुवास अङ्ग चढ़ाईऐ;

वसंत खेलैं चतुर वल्लभसुं मन आनन्द निबोह बढ़ाईऐ. २

શ્રીગોકુલેશ પાઠશાળા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**
**નિજ-જન કૌ વરન કારન, લિયૌ ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**
**શ્રીગોકુલેશ હી એક નામ, જૌ સુખ દે સદા અપાર;**
**એસૈ સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**
**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**
**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખૌ શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

દંડાકાર તિલક તે આપણા શ્રીચતુર્થગૃહના સેવક-વૈષ્ણવો માટે સૌભાગ્ય સ્વરૂપ છે. શાસ્ત્ર ભલે ચરણાકાર તિલકને પ્રમાણ ભૂત કરતું હોય, સાથેજ દંડાકાર તિલકને પણ પ્રતિપાદન કરે છે. પદ્મપુરાણ (૨૨૫/૫૬-૫૮)માં પુરાણકાર આલેખે છે કે : अश्वत्थपत्र-सङ्काशो, वेणुपत्रसमाकृतिः, पद्मकुण्डलसङ्काशो, मोहनं त्रितयं स्मृतं, महाभागवतः शुद्धः पुण्ड्र हरिपदाकृतिं **दण्डाकारं** तु वा देवि धारयेद् ऊर्ध्वपुण्ड्रम् (पद्मपुराण २२५.५६-५८)

ऊर्ध्वपुण्ड्रमृजुं सौम्यं सुपार्श्व सुमनोहरम्। **दण्डाकारं** तु शोभाढ्यं मध्ये छिद्रं प्रकल्पयेदि'ति (पद्मपुराण २५३.२३)

ઉપરોક્ત સંદર્ભોને આપણે જ્યારે અનુસંધાન કરીએ ત્યારે આપણને શું જ્ઞાત થાય છે ? અત્રે અમે અનુવાદ નથી કરી રહ્યાં, તે સ્વયં સમજી શકાય તેમ છે. આ અગાઉ અમે કહ્યું હતું કે ચરણાકાર તે વૈદિક છે, શાસ્ત્રોનું પ્રતિપાદન છે, અને આપણે (શ્રીચતુર્થગૃહ શ્રીગોકુલેશપ્રભુને ભજનારા અનન્યભાવી સેવક-સમાજ) તો શ્રીમહાપ્રભુજીની આજ્ઞાને અનુસરીએ છીએ. તેથી અમે શ્રીમહાપ્રભુજીની આજ્ઞાને અનુસરીશું. પણ ઉપરોક્ત સંદર્ભ પદ્મપુરાણથી દંડાકાર તિલકને તો એમ આલેખે છે કેઃ જે મહાભાગવત (ભગવદીય, પરમ ભાગવત, પરમ ભગવદીય, તાદશી, વગેરે) છે, તેઓએ તો શુદ્ધ ચિહ્ન સ્વરૂપે શ્રીપ્રભુની પદાકૃતિ સમાન દંડાકાર તિલકનેજ ધારણ કરવું જોઈએ. સુંદર સારા પડખાંવાળું, અત્યન્ત મનોહર શોભાયુક્ત દંડાકાર તિલક કરવું...આવી આપણને શાસ્ત્ર આજ્ઞા કરે છે. અને શ્રીમહાપ્રભુજી નીચે પ્રમાણે આજ્ઞા કરે છે :





दण्डाकारं ललाटे स्यात्, पद्माकारन्तु वक्षसि, वेणुपत्रभिं वाह्वोः, अन्यद् दीपाकृतिः भवेत् (निबन्ध सर्वनिर्णय प्रकाश २२५)

છતાં કોઈ એમ કહે કે અમને તો શું વાધો ? અમે તો ચરણાકાર તિલક જ કરી શું. તો ભલા માણસ ! અમે તમને ક્યાં રોક્યાં છે તિલક કરતાં ? પણ તમે તિલક કરતાં નથી અને પછી અમારા શોભાયુક્ત દંડાકાર તિલકનું ખંડન કરવાની વૃત્તિ-પ્રવૃત્તિ કરો છો ? શા માટે તમને અમારા શ્રીચતુર્થદ્વારના સેવકો દ્વારા કરેલ દંડાકાર તિલકથી તકલીફ છે ? કારણકે અમે શ્રીમહાપ્રભુજીની આજ્ઞાને પાળીએ છીએ એટલે ? હા ! એવું જ છે. આપણે શ્રીચતુર્થદ્વારના અનન્ય સેવકો જ્યારે દંડાકાર તિલક કરીએ છીએ, ત્યારે અન્યોને એવું લાગે છે, કે આપણે વાળા-બંદી કરી છે. પણ ના, એવું નથી. આ વાળ–બંદી ન કહેવાય, આ તો શ્રીમહાપ્રભુજીની વાણીને અનુસરવું કહેવાય. શ્રીમહાપ્રભુજી જ્યારે સ્વયં આવી આજ્ઞા પ્રદાન કરતાં હોય, તો પછી અન્યોને વિરોધનો સૂર કેમ કરવો, તે સમજાતું નથી.

હવે તો એવા સૂર પણ સાંભળવા મળે છે કે 'આપણા શ્રીચતુર્થપીઠના વર્તમાન પીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી દંડાકાર તિલક કરતાં નથી. આપશ્રી તો ચરણાકાર તિલક કરે છે, અને પછી વચમાં ગોપીચંદનનું લેપન કરે છે, ત્યારે જે વચમાં અર્ધચન્દ્રાકાર ભાગ તે ગોપીચંદનમાં છીપાઈ જાય છે, અને આપણને દંડાકાર ભાસે છે'. કેટલો દ્વેષ જોવા મળે છે આપણને આવા કથનો દ્વારા. અને આવા શબ્દો તે ઘરની ચાર દિવારોમાં નહિં, પણ જાહેર સભામાં આવા બકવાસો થતી થઈ ગઈ છે. પણ આવા કથન-સંભાષણ કરતાઓની અજ્ઞાનતાનું પ્રદર્શન પ્રકટ થતું હોય છે. કારણકે તેમને આપણા શ્રીચતુર્થદ્વારના પ્રાચિન બાલક શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીકન્હૈયા પ્રભુનું ચિત્રનું જો દર્શન કર્યું હોય તો ખ્યાલ આવશે કે શ્રીકન્હૈયા પ્રભુ તો શુદ્ધ શોભાયુક્ત દંડાકાર તિલકને ધારણ કરતાં અને નિજ-સેવકોને આગ્રહપૂર્વક કરાવતાં.

આપણા શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીએ સદૈવ દંડાકાર તિલકને શુદ્ધ સ્વરૂપે ધારણ કર્યું છે, નહિં કે છલ-વટ સ્વરૂપે. આજે જે કોઈપણ શ્રીગોકુલેશાનુયાયિયોનું દ્વિરેખ-દંડાકાર તિલકને ૮૪, ૨૫૨ વૈષ્ણવોની વાતો સડારૂપે જોતું હોય તો તેવાઓની વૃત્તિને, તેમને સુધારવાનું, તેમની ભ્રમિત મતિને સત્ય જ્ઞાન કરાવવું તે આપણું કર્તવ્ય બની જાય છે. આપણા સંપ્રદાયના પરમ વિદ્વાન એવાં શ્રીમહાપ્રભુજીના મતવર્તિ, તૃતીય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીબાલકૃષ્ણના વંશમાં પ્રકટેલ શ્રીપીતામ્બરજીના તનુજ (આત્મજ) લેખવાલા શ્રીપુરુષોત્તમજીએ ઊર્ધ્વપુણ્ડ્રધારણવાદ નામક ગ્રંથ પ્રકટ કરેલો છે. તેમાં પણ આપશ્રીએ કોઈપણ દંડાકાર તિલક માટે કોઈપણ પ્રકારે વિરોધ કે વિવાદ સર્જ્યું નથી.

છતાં સંસ્કૃત ભાષાથી આપણા જેવા સેવકો જાણકાર ન હોવાથી અમુક દ્વેષી (વિરોધી) સંસ્કૃત ભાષામાં અપ્રમાણ આપી સામાન્યજનોને બેવકુફ બનાવે છે. આવા દ્વેષીથી દૂર રહેવું, અને છતાં જ્યારે સામનો થાય ત્યારે દંડાકાર તિલક વિષે સંભાષણનો અવશ્ય વિરોધ કરવો તે આપણા સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી જનોનું કર્તવ્ય બની જાય છે. સત્ય આપણી સામેજ છે. આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગીજનો સદૈવ દંડાકાર તિલકને દૈન્યભાવે આદર કરીએ

છીએ. આપણે ત્યાં તિલકને પણ સાક્ષાત્ સ્વરૂપ સમાન ગણ્યું છે. કેવી રીતે ? તો જ્યારે આપને શ્રીમદ્ ગોકુલ પોતાના ગુરુદ્વાર એવા અલૌકિક શ્રીચતુર્થગૃહ શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણના મંદિરે જઇએ છીએ, ત્યારે શ્રીગોકુલેશ પ્રભુના મંદિર પ્રવેશ પૂર્વ એક ભવ્ય મુખ્ય પ્રવેશ દ્વાર આવે છે. અને તે મુખ્ય પ્રવેશ દ્વાર ઉપર દિવાલ પર અનેક આકૃતિઓ અંકિત કરેલ છે.

ત્યાં ધ્યાનથી દૃષ્ટિ કરીશું તો ખ્યાલ આવશે કે મુખ્ય પ્રવેશ દ્વારના મધ્યમાં ઉપર એક આસનની (બાજટ) આકૃતિ સિદ્ધ કરેલ છે. **તે આસન ઉપર દંડાકાર તિલક બિરાજમાન છે**. દંડાકાર તિલકને પણ સાક્ષાત્ આચાર્ય સ્વરૂપવત્ સ્થાન પ્રદાન કરવામાં આવેલું છે. સુંદર આસન પર બિરાજે છે. અને આ જે મુખ્યપ્રવેશ દ્વાર તે અતિ પ્રાચિન છે. જે કોઇ શ્રીમદ્ગોકુલ ચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુના દર્શનાર્થે શ્રીબેઠક સન્મુખ થયા હશે, તેમને આ મુખ્ય-પ્રવેશ દ્વારથી જ પસાર થવું પડતું હોય છે. તેથી હવે જ્યારે આપણે શ્રીમદ્ગોકુલ ચતુર્થકુમાર શ્રીમદ્ગોકુલેશ પ્રભુચરણના દર્શનાર્થે જઇએ ત્યારે આ સ્વરૂપને અવશ્ય નિહાળીશું. મૂઢમતિ પણ શ્રીમદ્ ગોકુલ આવી દર્શન કરવું. દંડાકાર તિલકને સ્વરૂપવત્ (આચાર્યસ્વરૂપે) જણાશે. દંડાકાર કેવલ પોતાના લલાટે કરવાની આકૃતિ નથી, પરંતુ તે આપણા સૌના સૌભાગ્યનું સ્વરૂપ છે. જેમ એક પદ છે કે *શ્રીચરણારવિંદ સ્વરૂપ સમાન*...તેવીજ રીતે શ્રીદંડાકાર તિલક સ્વરૂપ સમાન છે...

અનેક વચનો આપણને શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજીની વાણી દ્વારા, એવં શાસ્ત્રો દ્વારા પ્રાપ્ત થાય છે, છતાં મૂઢમતિ સમાન બનીને દંડાકાર તિલકને જે તિરસ્કૃત કરે છે, તેમની અજ્ઞાનતાનું શું કહેવાય ? માર્ગીય ગ્રંથ-અભ્યાસ સાથે શાસ્ત્રના અભ્યાસની પણ એટલીજ આવશ્યક્તા છે, અને સાથે જ્યારે કોઇક પ્રમાણ વચન દેવામાં આવ્યાં હોય ત્યારે તે વચનને આપણે ધ્યાન પૂર્વક તે પ્રમાણિત ગ્રંથમાંથી જાતેજ અવલોકન કરી લેવું જોઇએ. અને આપણે સૌ સેવકો માટે તો દંડાકાર તિલક એટલે સાક્ષાત્ સ્વરૂપ-સમાન છે.

*એક દિવસ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ પોતાની શ્રીબેઠકે બિરાજમાન છે; આપશ્રી એક પ્રસંગ સર્વ અનન્યજનોને આજ્ઞા કરે છેઃ એક દિવસે કહ્યું જે એક રજપૂતના ઘેર બ્રાહ્મણ ગરણે બેઠો; કહ્યું જે મ્હારા પૈસા આપ, કે નહિ તો હત્યા આપું છું. એ કહીને બ્રાહ્મણે મોંમાં અફીણ ડારૂં. તે પેલે (રાજપૂતે) તલવાર કાઢીને બ્રાહ્મણનું માથું વાઢ્ઢું. (ને પછી) કહ્યું જે ભલી ભઈ જે એ મૂડ કટે. નહિતર બોથરીને હત્યા દીધી હતી. (રજપૂતની હાંસી, રત્નકોષ)*

સમજ:- ધર્મનાં વચન સમજ્યાં વિના આચરે તો મૂર્ક બ્રાહ્મણિક રજપૂત જેવું આચરણ થાય. બ્રાહ્મણ પૈસાના લોભથી સ્વયં મરતો હતો, તે પહેલાં ખોટી હત્યાંની બીકે આ મૂર્ખ રજપૂતે તે બ્રાહ્મણને પોતાની તલવારે મારી નાખ્યો. જીવ પણ વગર સમજે અધર્મને ધર્મ સમજી આચરે છે, ને સંસારની ઘટમાળમાં ફર્યા કરે છે. તેવા આચરણથી નથી મુક્તિ મળતી કે નથી નિત્યલીલાનું સુખ મળતું. તેવુંજ આપણા દંડાકાર તિલકનું છે, તે આપણું ધર્મ છે, અધર્મ નહિં. તેથી આપણે આપણું ધર્મ સત્યસ્વરૂપે પાલન કરવું જોઇએ, અને નિત્ય દંડાકાર તિલકને ધારણ કરવું જોઇએ. અને એજ શ્રીમહાપ્રભુજીની, શ્રીગુસાંઇજીની અને આપણા સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુની આજ્ઞા છે.

---

ભાવત્કઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





## ॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ પોષ વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ મહા સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જનવારી ૧૦, ૨૦૧૦ થી જનવરી ૨૫,૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - પોષ વદ | રવિ | જનવરી - ૧૦ | શ્રીષટતિલા એકાદશી વ્રત। |
| ૧૨ | સોમ | ૧૧ | |
| ૧૩ | મંગળ | ૧૨ | |
| ૧૩ | બુધ | ૧૩ | ભોગી। ધનુર્માસ સમાપ્ત। |
| ૧૪ | ગુરુ | ૧૪ | મકરસંક્રાન્તિ પુણ્યકાલ। ઉત્તરાયણપ્રારમ્ભ, રાજભોગમાં તિલવા ભોગ ધરવો।<br>**શ્રીફૂલકુંવરમાઁજી મહારાજનો ઉત્સવ।** |
| ૩૦ | શુક્ર | ૧૫ | દ્વાપરયુગનો પ્રારંભ દિવસ।<br>ખંડગ્રાસ સૂર્યગ્રહણ (ટિપ્પણી પૃ. ૨૯ જોવી) |
| ૧ | શનિ | ૧૬ | |
| ૨ | રવિ | ૧૭ | |
| ૩ | સોમ | ૧૮ | |
| ૪ | મંગળ | ૧૯ | |
| ૫ | બુધ | ૨૦ | **વસંત પંચમી** |
| ૬ | ગુરુ | ૨૧ | |
| ૭ | શુક્ર | ૨૨ | |
| ૮ | શનિ | ૨૩ | |
| ૯ | રવિ | ૨૪ | |
| ૧૦ | સોમ | ૨૫ | |

**કામથી પ્રાણીઓ મલિન થાય છે**

(શ્રીસુબોધિનીજી ૩.૨૧.૪૯)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*





॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# શ્રીરસિક રસ ચરિત્ર

## વિદ્યાભ્યાસ

...ગતાંકથી આગળ

**વિદ્યાભ્યાસનો પ્રારમ્ભ:**

આપણે ગત પ્રકરણ સુધી જોયું કે શ્રીગોકુલેશ પ્રભુચરણના ઉપનયનસંસ્કાર થઇ ગયા, હવે પછી શ્રીગુસાંઇજી શ્રીગોકુલેશ પ્રભુના વેદાભ્યાસ કરાવવાનો વિચાર કરી, શુભ મુહૂર્ત જોઇ અભ્યાસનો આરંભ કરાવ્યો. પણ એ પછી તરતજ શ્રીગુસાંઇજી દ્વારકાની યાત્રાએ જવા માટે ગુજરાત પધારવાની તૈયારી કરી. પધારતી વખતે ઉપાધ્યાયને બોલાવવા માટે કહ્યું ત્યારે આપશ્રીના જ્યેષ્ઠાત્મજ શ્રીગિરિધરજીએ કામ પોતે કરી લેવાનું માથે લીધું, તેથી શ્રીગુસાંઇજીના પધારતાં પહેલાં શ્રીગોકુલેશ પ્રભુના વિદ્યાભ્યાસ માટે ઉપાધ્યાયને બોલાવવાનું કામ મુલતવી રહ્યું. યાત્રા કરી પાછા પધાર્યા પછી શ્રીગુસાંઇજીએ કર્ણાટકનિવાસી નારાયણ નામના મહાન વિદ્વાન ઉપાધ્યાયને પોતાને ઘેર તેડાવી શ્રીગોકુલેશજીને વિદ્યાભ્યાસ કરાવવા કહ્યું. એ દિવસથી શ્રીગોકુલેશ પ્રભુ દરરોજ ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ માટે નિયમિત રીતે જવા લાગ્યા અને ગુરુ પાસેથી ક્રમસર વેદના મંત્રોનું અધ્યયન કર્યું.

**ગુરુને સ્વરૂપનું દાન:**

વિદ્યાભ્યાસના સમયમાં ગુરુને પોતાના સ્વરૂપનું જ્ઞાન કરાવવાની ઇચ્છાથી શ્રીગોકુલેશજીએ ધીમે ધીમે પોતાની અલૌકિક શક્તિ વિદ્યા ભણવામાં પ્રકટ કરી, ગુરુજીના મુખમાંથી એકાદ શબ્દ નીકળતાં શ્રીગોકુલેશજીએ સઘળો પાઠ સમજી લેતા અને તરતજ ગુરુની આગળ એને મુખપાઠ તરીકે બોલી એના અર્થ અને રહસ્ય ઉપર અપૂર્વ વિવેચન કરતાં. આ સાંભળી ગુરુજી આભા બનતા અને શ્રીગોકુલેશજીના અતુલ ઐશ્વર્યનું ભાન થતાં પોતાના (ગુરુ તરીકેના) અલ્પ જ્ઞાન તરફ ધિક્કાર ઉત્પન્ન થતો અને તેથી ગુરુપણું છોડી દાસ-શિષ્ય માફક હાથ જોડી રહેતા. આ પ્રમાણે ગુરુમાં દૈન્ય ઉત્પન્ન કરી, શ્રીગોકુલેશજીએ એની ગોદમાં બિરાજી પોતાનું સ્વરૂપ-જ્ઞાન એને યથાધિકાર કર્યું. આ દૈન્ય વિના જેમ શ્રીગુસાંઇજી તેમની પ્રથમ વિજ્ઞપ્તિમાં આજ્ઞા કરે છે કે :- **આચાર્યચરણૈરુક્તં દૈન્યં ત્વત્તોષસાધનમ્ ॥**

અર્થ :- શ્રીમદ્વલ્લભાચાર્યજીએ આજ્ઞા કરી છે કે તમારા (શ્રીઠાકોરજીના) તોષ (પ્રસન્નતા)નું સાધન દૈન્ય છે.

**શાસ્ત્રનો આદર :-**

એક સમય શ્રીગોકુલેશ પ્રભુ ગુરુ ઉપાધ્યાય પાસે બિરાજ્યાં હતા. ત્યાં હાંસી-પ્રસંગ ચાલી રહ્યો હતો. એવામાં શિષ્ય-વર્ગમાંથી કોઇએ આવી કહ્યું કે હું આજે ભૂખ્યો રહ્યો. ઉપાધ્યાયે પૂછ્યું કે શા માટે? એણે કહ્યું કે અમુક બ્રાહ્મણ ઘણો કૃપણ છે અને એનું નામ પ્રાત:કાલે જે કોઇ લે છે તેને એ દિવસે ખાવા મળતું નથી. આજે મારાથી એનું નામ

લેવાઇ ગયું અને પરિણામે ખાવાનું મળ્યું નહિં. ઉપાધ્યાયે આ વાતને હસી કાઢી. પણ શ્રીગોકુલેશજીએ કહ્યું કે એ વાત શાસ્ત્રસંમત છે. ત્યારે ઉપાધ્યાયએ કહ્યું કે આજે હું એ બ્રાહ્મણનું નામ લઉં છું અને જોઉં છું કે ખાવાનું કેવું મળતું નથી.

એમ કહી નામ લીધું. આ પ્રસંગ વખતે કેટલાક દિવસથી ઉપાધ્યાય શ્રીગુસાંઇજીને ત્યાં પ્રસાદ લેતા હતા. એ દિવસે શ્રીગુસાંઇજી તથા ઉપાધ્યાય સાથે કુટુંબના સર્વમાણસોને ગોવિંદ મામાને ત્યાં પ્રસાદ લેવાનો હતો અને તેથી ઘરમાં રસોઇ કરવામાં આવી નહોતિ. પાઠશાળામાંથી છૂટી ઉપાધ્યાય તથા શ્રીગોકુલેશજી ઘેર આવ્યાં ત્યારે ઘરમાં કોઇ હતું નહિં. સર્વ મનુષ્યો ગોવિન્દમામાને ત્યાં ગયા હતાં. ગોવિંદમામાને ત્યાં પ્રસાદ લેવાની વાત જો કે પ્રથમ કહેવામાં આવી હતી છતાં ઉપાધ્યાય ભૂલી ગયા. એમને ભૂખ લાગી હતી તેથી શ્રીગોકુલેશજીએ કહ્યું કે હું સામગ્રી લાવી આપું અને આપ રસોઇ કરો, પણ ગુરુજીએ કહ્યું કે મને પાક (સામગ્રી સિદ્ધ કરવું) કરવાનું આળસ છે. કંઇક બચેલો પ્રસાદ હોય તો લાવો.

શ્રીગોકુલેશજીએ બનતી તપાસ કરી, પણ પ્રસાદ જડ્યો નહિં અને તેથી ઉપાધ્યાયને કહ્યું કે શ્રીરુક્મિણીજી આવે તો જ પ્રસાદ મળે, મને તો જડતો નથી. આથી ઉપાધ્યાય કારણ સમજતાં ખિસિયાણા પડી ગયા. છેવટે શ્રીગોકુલેશજીનાં કાકી આવ્યાં ત્યારે કેટલોક પ્રસાદ આપ્યો તે લઇ ઉપાધ્યાય સુઇ ગયા. સવારે શ્રીગોકુલેશજીએ વાત છેડી ત્યારે ગુરુજીએ કહ્યું કે આજ થી હું ભુલ્યેચૂક્યે પણ નામ લઇશ નહિ. આ પ્રમાણે શ્રીગોકુલેશજીએ શાસ્ત્રનો આદર કર્યો તથા ઉપાધ્યાયને ગર્વ કાઢી એને દૈન્યનું દાન કર્યું. આ પ્રસંગ દ્વારા શ્રીગોકુલેશજીએ જણાવ્યું કે આપનું પ્રાકટ્ય ધર્મ અને શાસ્ત્રના રક્ષણાર્થે છે.

આ પ્રમાણે કેટલાક પ્રસંગ દ્વારા ઉપાધ્યાય વગેરેને પોતાના મહાન ઐશ્વર્યનું જ્ઞાન કરાવ્યું, છતાં સામાન્ય વ્યવહારમાં શ્રીગોકુલેશજી એક સામાન્ય બાળકજી માફક વર્તતા અને તેની આસપાસના સર્વ મનુષઆયો ઘણી વખત શ્રીગોકુલેશજીનું અલૌકિકત્વ ભૂલી જતા. પોતાના નિઃસીમ ઐશ્વર્યથી શ્રીગોકુલેશજીને બીજા સહાધ્યાયી બાળકોની માફક ઉપાધ્યાયે શીખવેલા પાઠ તૈયાર કરવા માટે ઘેર કાંઇ પણ મહેનત કરવી પડતી નહિ અને તેથી ઘર આગળ જ્યારે બીજા બાળકો ગુરુએ શીખવેલા પાઠ તૈયાર કરવા મહેનત લઇ વાંચતા ત્યારે શ્રીગોકુલેશ પ્રભુ આનંદપૂર્વક બીજા ગ્રંથોનું (ખાસ કરીને શ્રીમદ્ભાગવતનું) બારીક અવલોક કરતાં.

ગુરુએ શીખવેલા પાઠ સામું તો ઘેર આવ્યાં પછી જોતા પણ નહિં, કારણકે એ તો એમને ત્યાં ને ત્યાં જ કંઠાગ્ર થઇ જતા. આ જોઇ સહાધ્યાયીઓને ઈર્ષા થવા લાગી અને તેથી એમણે ઉપાધ્યાયને ફરીયાદ કરી. ઉપાધ્યાય પણ માહાત્મ્ય જાણવા છતાં પ્રભુની ઇચ્છાવશાત્ સર્વ ભૂલી ગયા અને તેથી શ્રીગોકુલેશજીને ઠપકો દેવા બોલાવ્યા, પણ જ્યારે પાઠ બોલવાનું કહેતાં શ્રીગોકુલેશજીએ બીજા શિષ્યો કરતાં વધારે સારી રીતે પોતાનો પાઠ બોલી બતાવ્યો ત્યારે સર્વ બાલકો ઝંખવાણા પડી ગયા અને ઉપાધ્યાયે એમને શ્રીગોકુલેશ તરફ દ્વેષ રાખવા બદલ ઘણો ઠપકો આપ્યો.

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। શ્રીસર્વોત્તમસ્તોત્રમ્ ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું ચૌદમું નામ **अंगीकृत्यैव गोपीश-वल्लभी-कृत-मानवः**[१४] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે અંગીકૃત્યૈવ ગોપીશ-વલ્લભી-કૃત-માનવને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. परिष्वज्याङ्कमारोप्य (१०.१७.१९), नन्दो गोप्यो गावश्च कौरव (१०.१७.१५), कदर्थीकृत्य गरुडं (१०.१७.४), एष घोरतमो वह्निस्तावकान: (१०.१७.२२), गोपीनाथायात्मन: सर्वे (१०.१७.३), अनन्तोनन्तशक्तिधृक् (१०.१७.२४), नरा नार्यो वृषा वत्सा (१०.१७.१६), आसँल्लब्धमानोरथा: (१०.१७.१५), अवात्सी द्गरूडाद् भीत: (१०.१७.१२), कृतं किं वा सुपर्णस्य (१०.१७.१), मायामानुषम् इश्वरम् (१०.१७.२१), पक्षेण सव्येन हिरण्यरोचिषा (१०.१७.७), गुरव: सकलत्रका: (१०.१७.१७).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે જે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી જીવોને અંગીકાર માત્રથી સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય કરવાવાળા **अंगीकृत्यैव गोपीश-वल्लभी-कृत-मानवः**[१४] છો.

હવે ગયા વખતે આપણે જોયું કે શ્રીઆચાર્યજી અંગીકારમાત્રથી શ્રીઠાકોરજીને પ્રસન્ન શા માટે થાય છે. પણ શા માટે ? ત્યાં કહે છે કે શ્રીઠાકોરજી આપ જેમ વ્રજભક્તો સાથે લીલા કરતાં પરવશ થયા છે તે જ પ્રકારથી ભીતરના (જે જીવોનો) શ્રીમહાપ્રભુજી આપે અંગીકાર કર્યો છે તે જીવ પણ શ્રીઠાકોરજીને ખૂબજ પ્રિય થાય છે. તેથી શ્રીઠાકોરજી તેમને ફલદાન કરવામાં સાધન નથી જોતાં, સાધન વિના જ ફલદાન કરે છે.

તેથી હવે આગળ શ્રીમહાપ્રભુજી આપ અંગીકાર કરે છે ત્યારે શ્રીઠાકોરજી ફલદાન કરે છે. તો ક્યારેક પ્રશ્ન થાય કે શ્રીમહાપ્રભુજી આપ કયા પ્રકારથી અંગીકાર કરે છે ? ત્યાં શ્રીગુસાંઈજી હવે આગળનું નામ પ્રકટ કરવાં પ્રવૃત્ત થયા છે અને આપશ્રી હવે પંદરમું નામ પ્રકટ કરે છે, અને આજ્ઞા કરે છે કે : **अंगीकृतौ समर्यादो**[१५] શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગની સાથે અંગીકાર કરવાવાળા છો..

**अंगीकृत्यैव गोपीश-वल्लभी-कृत-मानवः**[१४] ।।
**अंगीकृतौ समर्यादो**[१५] **महाकारुणिको**[१६] **विभुः**[१७] ।।१०।।

ભાવાર્થ :- [૧૪]શ્રીમહાપ્રભુજી જીવોને અંગીકાર માત્રથી સાક્ષાત્ શ્રીઠાકોરજીને પ્રિય બનાવ્યાં છે એવા આપ છો, [૧૫]ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા છો, [૧૬]આપ કૃપાના નિધિ હોવાના કારણે અત્યંત કરૂણાવાન છો, [૧૭]અને આપશ્રીની વંદના વિભુતિઓ કરે છે.

**अंगीकृतौ समर्यादो**[१५] :- આપ (શ્રીમહાપ્રભુજી) ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા છો.

**રાગ : સારંગ**

અંગીકૃતૌ સમર્યાદૌ પુરુષોત્તમ પ્રગટ ભએ ।
સવન સુનત નિજજન ઉપજ્યૌ આનન્દ ।।
કરિ કરુના હરિવદનાનલ શ્રીવલ્લભદાસ દિયૌ ।
બુદ્ધ્યૌં મન-વચ-કર્મ કરિ પ્રગટ ગોકુલચન્દ ।।૧ ।।
નખશિખ સબ અતિ અનુપમ પ્રગટ ભએ ધર્મયૂપરૂપ ।
વસુધા પાન કરત સબૈ વિદુષવૃન્દ ।।
સુર નર મુનિ કરત સમાધિ એકચિત્ત હવૈ ધ્યાન ધરત ।
પાવત નહિ પાર કછુ માયાવાદી મત્તગયંદ ।।૨ ।।
દેખિયત પ્રાકૃતરૂપ નિશ્ચય હૈ અપ્રાકૃત ।
માનુષાકૃતિ દેખિ પરૈ ફંદ ।।
પુષ્ટિસૃષ્ટિ ઉદ્ધરનકૌં દ્વિજવર અવતાર ધર્યો ।
માયામતખંડનકૌ પ્રગટ 'ગોવિન્દ' ।।૩ ।।

શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા **अंगीकृतौ समर्यादो**[१५] છો.

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- અંગીકાર કરવાનો કયો પ્રકાર? એ જાણવાની ઈચ્છા થાય, તેથી 'અંગીકૃતૌ સમર્યાદ' નામથી અંગીકાર કરવાનો પ્રકાર કહેલો છે. 'અંગીકૃતૌ' એટલે અંગીકાર કરવામાં 'સમર્યાદ' પોતાના માર્ગની મર્યાદાવાળા. તે (મર્યાદા) કઈ? એ જાણવાની ઈચ્છા હોય તો કહીએ છીએ કે: 'હું મુક્તિથી અધિક સાક્ષાત્ ભગવાનનો સંબંધ પ્રાપ્ત કરીને કૃતાર્થ થાઉં' - એવી બુદ્ધિથી, સાક્ષાત્ ફલરૂપ ભક્તિમાર્ગની પ્રવૃત્તિ કરાવનાર તરીકે આચાર્યશ્રીનાં સ્વરૂપને જાણીને, અને તેમનો સેવક થવાથી જ પોતાના મનોરથ સિદ્ધ થશે એમ જાણીને, 'મને (આપનો) પોતાનો સેવક કરો' એવી પ્રાર્થના કરી શરણે આવે છે, તેને કૃપા કરી પોતાના માર્ગની મર્યાદામાં કહેલા પ્રકારે પોતાની સમીપ લાવી, પોતાના માર્ગના ઉપદેશના પ્રકારે ઉપદેશ કરી, ભગવાને નિવેદન

કરી, પછી (આચાર્યશ્રી) જેનો પોતાના (સેવક) તરીકે અંગીકાર કરે છે, તે આ માર્ગમાં અંગીકારનો પ્રકાર એટલે 'અંગીકૃતૌ સમર્યાદ' (નામ) કહેલું છે.

**સરળ સમજૂતિ** : જીવને ભક્તિમાર્ગમાં સ્વીકાર કરવા માટે અનેક માર્ગ છે, પરંતુ શ્રીઆચાર્યજી પુષ્ટિ એટલે અનુગ્રહની મર્યાદાથી, પરિસ્થિતિ અને જીવની યોગ્યતા જોઈ, કોઈને મંત્રોપદેશ દ્વારા, યા કોઈને દષ્ટિ દ્વારા અંગીકાર કરે છે.

આ રીતે આપશ્રીએ વાંસવાડાના ગોપાલદાસનો કેવળ જળની અંજલી છાંટીને તથા એક સોદાગરનો ઘોડો જે દૈવીજીવ હતો તેને નંદવામમાં પાન સરોવર ઉપર દષ્ટિમાત્રથી અનુગ્રહ દ્વારા અંગીકાર કર્યો છે.

શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા **अंगीकृतौ समर्यादो**[૭૫] છો.

**શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગની મર્યાદા સાથે અંગીકાર કરવાવાળા એવા**

**अंगीकृतौ समर्यादो[૭૫] છો.**

ક્રમશઃ

સંયોજનઃ- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૨૦.શૃંગાર સ્વરૂપનું દર્શન

અબ ઔરહું શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હૈ- વીસમો લક્ષણ કહત હૈ. ભગવદીય મન લગાયકે ભગવદ્ સેવા કરની ઔર ફેરી રાજભોગ પાછૈ એકાંતમૈં દોયચાર ઘડીમેં જેસૌ સૌકર્ય હોય તેસૌ માનસી સેવા કરની ઔર નખતે શિખિ પર્યંત સઘરૈ શૃંગારકૌ ધ્યાન કરનો-રિતુ અનુસાર. તથા અપરસમેં ન્હાયકેં અપને હાથસૌ શૃંગાર કરૈ. તા પાછૈ ભાવના સહિત સુંદર સામગ્રી કરીકે આરોગાવૈ સો રાજભોગ પર્યંત સગરી ભાવના કરૈ. ઔર વૈષ્ણવ આયૌ હોય તો પ્રથમ ઉનકૌ પ્રસાદ લિવાવૈ. સમાધાન કરી પાછૈ (રાજભોગ પર્યંતકી) સેવા કરી આપ મહા પ્રસાદ લૈ.

યા ભાંતિતૈ ઉત્થાપનતૈ સેન પર્યંત સેવા તેને પહોંચી પાછૈ સેન પર્યંત સઘળી ભાવના કરૈ. ઔર પાછે કુંજભાવના કરની સૌ અત્યંત દુર્લભ હૈ. સૌ અપનૈ મન લૌકિક આસક્ત હોય તો ન કરનૌ. શ્રીમહાપ્રભુજીસૌં દીનતા કરૈ, 'મહારાજ! આપુ કૃપા કરકૈ ઈતનૌ દાન દીયૌ ઔર દાસ જાનિકૈ કૃપા કરોગૈ', યા પ્રકારસૌ પ્રાર્થના કરૈ. તાતૈ પ્રથમ





ભાવનામૈં પ્રભુનકૈ શૃંગારમૈં મન લગાવૈ, કાહે તૈ-મન જન્મ જન્મકી અવિદ્યા કરિકૈ ભગવદ્ સ્વરૂપમૈં લાગત નાહીં સૌ શ્રીશૃંગારમૈં અદ્ભૂત છબિ દેખી મનકૌ શૃંગાર કરૈ, તબહી કાર્ય હોય; પાછૈ ભાવનામૈં સુંદર સામગ્રી કરની.

તબ કલ્યાણ ભટ્ટનૈં વિનંતી કરી જો મહારાજ! કછુ શૃંગારકૌ વર્ણન કરિયૈ. તબ શ્રીગોકુલનાથજી શૃંગારકૌ વર્ણન કરત હૈ, 'પ્રથમ શ્રીઠાકોરજીકૈ શ્રીચરણારવિંદ હૃદયમૈં લાવનૈ. સો પરમ કોમલ સુકુમાર-તિનકૈ સોરહ( સોલ) ચિહ્ન હૈ. આરક્ત-પ્રથમ વડકૈ પત્ર આરક્ત હોત હૈ. જૈસૈ વામચરણ પુષ્ટિ-દક્ષિણ મર્યાદા (ભક્તિ પુષ્ટિ-દક્ષિણ સહિત મર્યાદા ચ તવ્યશ્રિતઃ) તિનમૈં દશ નખકી કાંતિ ચન્દ્રમાવત્ તાપહરી-તિનમૈં નૂપુર આદિ નખભૂષણ આદિ જડાઉ, તાકૈ ઉપર પાનવત્ ફૂલ જડાઉ, તાકૈ ઉપર જેહરિ પાયલ ઝાંઝર, કરિ (કડાં)મા કરી સાંકળાં આદે તાકૌ સ્મરણ; શ્યામ મનોહર, તાકૈ ગુલ્ફ સુંદર તાપર ઘુઘુરુ, તાપર જંઘા કદલી ખંભવત્, તાપર કટિ કેહરીવત્ પાતરી, તાપર કિંકણી તથા પીતાંબર તથા ધોતી સુથન કાછની તનીયા આડબંધ પરદની પીછૌરા;

તાપર નાભિ ગંભીર તહાં તિની ખાડી ત્રિવલી, તાપર હૃદય વિલાસ ઉંચે, તાપર ચોકી પદક ધુકધુકી પંચા ચંપકલી બંધી હૈ, ઔર વૈજયંતી માલા મોતીનકૈ માલા નિર્મિત સોનાકી, કદંબ કુસુમકી માલા, તાપર કંઠેસરી, સાંકલ પગલાં, દોઉ ભુજમૈં બાજુબંધ જડાઉ ફોંદના, શ્યામ વલય પોહાંચી કંકણ, કડાં, હસ્તકુલ નખાવલી (૧૦), ઔર શ્રીહસ્ત તામૈ લાલ મુરલી, તાપર નગ જડાઉ, તાપર ચિત્રકપેં હીરાકે ભૂષણ ઔર અધરણ નીચે હોઢ હાસ્યમેં દંત કાન્તિ કોટિ વીજવત્ લાવણ્ય, નાસિકા વેસરીકો મોતી, દોઉ નેત્ર આરક્ત, ડોરે ઉજ્જવલતા, શ્યામતા વાકી કટાક્ષ, પાંચ પ્રકારકી ચિતવની, મનોહર, દોઉ ભ્રકુટી કામધનુષવત્, સુંદર ભાલપર કુમકુમ તથા કેસરી કસ્તુરી કો તિલક, ભ્રાંહપર મસી બિંદુકા, ટેઢી ઘુઘર વાલી અલકે.

દોઉ કર્ણમેં કુંડલ, મકરાકૃત મયૂરાકૃત, કર્ણફૂલ ઉપર કર્ણિકા લસત, મસ્તક પર મુકુટ, કુલહ, ટીપારો ગ્વાલ પગા, ફેંટા, દુમાલો સહેરો પાગ-ટોપી ભાંતિ ભાંતિકૈ રંગકી જડાઉકી, વનમાલા ગુંજા ઔર ચરણારવિંદમૈં તુલસી, દોઉ ઔર દામિની વત્, ઔર ભક્ત અનેક હાસ્ય વિનોદ લીલાકૌ સ્મરણ કરૈ, યા અનેક પ્રકારકી લીલા કરૈ. યા પ્રકાર સ્વરૂપાસક્તિ કૌ વારંવાર વિર કરૈ. તબ સહજમૈં ધ્યામ હૃદયમેંતેં ન ટરૈ તબ ભાવના-લીલાકી સિદ્ધિ હોય. નાના પ્રકારકી સામગ્રી તથા કુંજકે ઉત્સવાદિકકી ભાવના કરૈ. યા પ્રકાર માનસી કરીકેં દંડવત્ કરે. તબ પ્રભુ કૃપા કરિકૈ હૃદયમૈં પધારૈ. તબ લૌકિકમેંતૈ મન છુટે-અલૌકિકમૈં લગૈ. તબ રોમાંચિત હોયકૈ પુલકિત હોય કૈ રુદન કરૈ. યા પ્રકાર પ્રેમકી દશા હોય, તાકૈ ભાવકૌ પાર નાંહી સૌ યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હૈ. ઇતિ વીસમો પ્રસંગ. ૨૦

..ક્રમશઃ

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત વીસમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### કૃષ્ણદાસ પંચોલી

કૃષ્ણદાસ પંચોલી વડોદરાના બ્રાહ્મણ અને માલજીભાઇ પંચોલીના સુપુત્ર હતા. વડોદરા રાજદ્વારમાં અધિકાર કરતા હતા. એક વેળા વડોદરાના વૈષ્ણવો ઉપર રાજદ્વારમાંથી મોટું સંકટ આવી પડ્યું અને મોટો દંડ ભરવાનો હુકમ થયો. તે સમયે કૃષ્ણદાસ પંચોલીએ વૈષ્ણવોની આ સમગ્ર આફત પોતાના માથે લઇ લીધી. વૈષ્ણવોના ઘર, નામ-ઠેકાણું કંઇ પણ રાજદ્વારના માણસોને બતાવ્યાં નહિં. વૈષ્ણવો જાણે નહિ તેમ સર્વ દંડ પોતે જ ભરી દીધો. આ પ્રમાણે વૈષ્ણવોને સહેજ પણ આંચ આવવા દીધી નહિ. આ સમાચાર જ્યારે શ્રીગોકુલેશ પ્રભુએ શ્રીગોકુલમાં જાણ્યાં ત્યારે અતિ પ્રસન્ન થઇ શ્રીમુખે આજ્ઞા કરીઃ કૃષ્ણદાસ પંચોલીએ વૈષ્ણવોનું સ્વરૂપ સારી રીતે જાણ્યું છે.

ત્યારબાદ શ્રીગોકુલેશ પ્રભુએ કૃષ્ણદાસ ઉપર એક પત્ર લખીને પાઠવ્યો. શ્રીગોકુલેશજીનો પત્ર પ્રાપ્ત થતાં જ, કૃષ્ણદાસે તે પત્ર હૃદય અને નેત્રને સ્પર્શ કરાવી માથે ચઢાવીને વાંચ્યો. ત્યારપછી સર્વ લૌકિક કાર્યોમાંથી નિવૃત્તિ લઇ શ્રીમદ્ ગોકુલમાં શ્રીગોકુલેશ પ્રભુની નિકટ આવીને કૃષ્ણદાસે સ્થિરવાસ કર્યો. જેવા શ્રીગોકુલેશજીના અનન્યાશ્રિત સેવક પિતા માલજીભાઇ હતા તેવાજ શ્રીગોકુલેશજીમાં અનન્ય સેવક પુત્ર કૃષ્ણદાસ પણ હતા. શ્રીગોકુલેશજી સદા તેમના ઉપર પ્રસન્ન રહેતા હતા. આ કૃષ્ણદાસ સદા શ્રીહરિ-ગુરુ-વૈષ્ણવની સેવામાં તત્પર રહેતાં હતા. તેમના હૃદયનો ભાવ અગાધ હતો. આવા દૃઢ ભાવવાળા અને શ્રીગોકુલેશજીમાં સ્વરૂપનિષ્ઠ ભગવદીયના ભાવનું શું કહેવું ?

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઇલાલભાઇ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીધોલ પદ

### વલ્લભગુણ ગાવા રે ગાવા

વલ્લભગુણ ગાવા રે ગાવા, અવસરિયા તો નહીં આવે આવા ;
ફરી રે ફરી જનમશો ને મરશો, કે લક્ષ ચોરાસી ફેરા ફરશો. વલ્લભ૦ ૧
કે સેવા સ્મરણ ક્યારે કરશો ? સતસંગમાં સદા રહેશો ;
મારૂં રે મારૂં સહુકોઇ કહે છે, એ તો સર્વે બાળપણાથી બોલે. વલ્લભ૦ ૨
આંગણિયે તો આંબલિયો પાકે, તેનો રસ ભગવદીયો ચાખે ;





કર્યા રે કૃત્ય કાગળીએ ચઢશે, કે જમના તો ઝપાટા પડશે ;
પછી જીવને પસ્તાવો થાશે, વલ્લભ ગુણ ગાવા રે ગાવા. વલ્લભ૦ ૩
દાસ દયો એમ કહી કહે છે, કે જીવને શિક્ષાઓ દે છે ;
તોએ મૂરખ મનમાં નવ લહે છે. વલ્લભ ગુણ ગાવા રે ગાવા. ૪

## આજ મ્હારા આંગણિયામાં

આજ મ્હારા આંગણિયામાં, મોતીના મેહ વર્ષ્યા રે- મોતીના મેહ વર્ષ્યા વહાલા, મોતીના. (૧)
ઘેર પધાર્યા ગોકુલેશપ્રભુ હૈયાં ઘણાં હરખ્યાં રે- હૈયાં ઘણાં હરખ્યાં વ્હાલા, હૈયાં. (૨)
ધોતી ઉપરણો કેસરી ને કેસરભીની પાઘ રે- કેસર ભીની પાઘ વ્હાલા, કેસર. (૩)
કાને કુંડલ ઝગમગે ને તેજ તણો નહીં પાર રે- તેજ તણો નહીં પાર વ્હાલા, તેજ. (૪)
બાંહે બાજુબંધ બેરખા ને પોંહોંચી રત્ન જડાવરે- પોહોંચી રત્નજડાવ મારા વ્હાલા, પહોંચી. (૫)
કેડે સોહિયે કટિમેખલા ને ઝાંઝરનો ઝણકાર રે- ઝાંઝરનો ઝણકાર મારા વ્હાલા, ઝાંઝરનો. (૬)
દાસનો દાસ કરે વિનતિ કે આપો શ્રીગોકુલ વાસરે- આપો શ્રીગોકુલ વાસ મારા વ્હાલા આપો (૭)

## તારી વરણાગી વેરાશે

તારી વરણાગી વેરાશે, વલ્લભનામ નવ જાણ્યું, તારા દુઃખમાં દિવસ કેમ જાશે. વ. ૧
તારી અક્કલ હૈયાની ફૂટી, વલ્લભ. તારા લટકામાં વાટ ઊઠી. વલ્લભ. ૨
તું તો સગામાં સઘળે ગાજયો, વલ્લભ. શ્રીગોકુલેશ નામ લેતાં લાજ્યો. વલ્લભ. ૩
સગાવહાલાં નહીં આવે કોઈ સાથે, વલ્લભ. તું તો વિમુખ થયો છું તારે હાથે. વલ્લભ. ૪
છજાં મહેલ મેડીને ટાંકાં, વલ્લભ. તે તો પ્રાણી તારા મન કેરાં ફાંફાં. વલ્લભ. ૫
તારાં ફૂલ ફૂલ્યાં કરમાશે, વલ્લભ. આવો અવસર ફરી નહીં મલશે. વલ્લભ. ૬
જેને હશે ગુરુની કૃપા, વલ્લભ નામ તેણે જાણ્યું તેને લીલાનું સુખ સદા. વલ્લભ. ૭
કહે દાસનો દાસ કર જોડી, વલ્લભ. કરો સત્સંગ આળસ છોડી. વલ્લભ. ૮

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# વિચાર કરવો જોઇએ !

### ભાગવત-કથા

ગયાં અંક સુધી આપણે અનેક વિષયોને ભણવાનો પ્રયાસ કર્યો. જેમાં સેવોપદેશદીક્ષા, સેવાસ્વરૂપ, સેવાપ્રદર્શન, સેવાપ્રયોજન, સેવાસ્થલ, સેવ્યસ્વરૂપ, સેવા-અર્થ-આજીવિકા, સેવાકર્તા અને સેવાપરિચારક, અને સેવોપદેષ્ટા (સેવા માટે ઉપદેશ કરનાર શ્રીગુરુદેવ) વિષે આપણે માર્ગીય પ્રમાણોને ભણવાનો પ્રયાસ કર્યો. જે શ્રીમહાપ્રભુજી, ઊભયપ્રભુચરણ શ્રીગોપીનાથપ્રભુ-શ્રીવિઠ્ઠલનાથ પ્રભુ, શ્રીસપ્તાચાર્ય, પરવર્તી આચાર્યોની વાણીને આધારે ભણ્યાં. હવે શ્રીમહાપ્રભુ આગળનો વિષય પર આજ્ઞા પ્રદાન કરે છે. અને આજકાલ તે વિષયના નામે ખૂબજ ધામ-ધૂમથી દ્રવ્યોપાર્જન થાય છે. મોટા મોટા મંડાણો-સમિયાણાઓ સજાય છે અને પછી થાય છે ધર્મના નામે ધતિંગ. એટલે આજકાલની ભાગવત કથા અને શ્રીમહાપ્રભુની આજ્ઞા...ચાલો સમજીએ-ભણીએ.

......ततो भागवतं कृतम् ।

एतदभ्यसनात् लोको मुच्यतेऽनुपजीवनात् ।। ६७ ।।

साधनं परमेतद्धि श्रीभागवतमादरात् ।

पठनीयं प्रयत्नेन निर्हेतुकम् अदम्भतः ।। २४३ ।।

पठनीयं प्रयत्नेन सर्वहेतुविवर्जितम् ।।

वृत्त्यर्थं नैव युञ्जीत प्राणैः कण्ठगतैरपि ।।

तदभावे यथैव स्यात् तथा निर्वाहमाचरेत् ।। २५३-२५४ ।।

(तत्त्वार्थदीप निबन्ध सर्वनिर्णय ६७, २४३, २५३-२५४)

....ત્યારે વ્યાસજીએ ભાગવત પુરાણ પ્રકટ કર્યું જેના અભ્યાસ (શ્રવણ-સ્મરણ-કીર્તન)થી લોકો મુક્ત થઇ શકે છે પરંતુ જો ભાગવતનો આજીવિકાર્થ ઉપયોગ ન થયો હોય તો જ. આ ભાગવત જ એક શ્રેષ્ઠ સાધન છે તેથી પ્રયત્નપૂર્વક, કોઇપણ લૌકિક હેતુ કે દમ્ભ વિના, આદરપૂર્વક આનો પાઠ કરવો જોઇએ. ભાગવતનો પાઠ પ્રયત્નપૂર્વક અન્ય કોઇપણ હેતુ વિના જ કરવો જોઇએ. પ્રાણ આપણા કંઠ સુધી પણ કેમ ન આવી જાય પરંતુ આજીવિકાર્થ તો ભાગવતનો ઉપયોગ ન જ કરવો જોઇએ. ભાગવતનો આજીવિકાર્ત ઉપયોગ જ કરીને બીજી જે કોઇ પણ રીતે થઇ શકે તે રીતે પોતાનો નિર્વાહ ચલાવવો જોઇએ. (સર્વનિર્ણય નિબંધ ૬૭, ૨૪૩, ૨૫૩, ૨૫૪)

શ્રીમહાપ્રભુજીએ આજ આજ્ઞા પદ્મનાભદાસને (૮૪ વૈ.વા. વાર્તા ૪) જે કનોજિયા બ્રાહ્મણ છે કનોજમાં રહેનારાને આજ્ઞા કરી છે. પ્રસંગ એવો બને છે કે પદ્મનાભદાસ પ્રથમ વ્યાસાસને બેસતા ને કનોજમાં પોતે





પોતાના ઘેર કથા કહતા ઊંચા આસને બેસતા (જેમ આજકાલ આધુનિક કથાકારો કરે છે તેમ), કોઇના ઘરે જવું ન પડતું. વૃત્તિ ઘર બેઠાં ચાલી આવી, એ રીતે રહેતા. એક સમય શ્રીઆચાર્યજી આપ કનોજ પધાર્યા ત્યારે પદ્મનાભદાસ દર્શને આવ્યા ત્યારે પદ્મનાભદાસે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના શ્રીમુખથી ભગવદ્ વાર્તાનો પ્રસંગ સાંભળ્યો. ત્યારે જાણ્યું કે એ સાક્ષાત્ ઈશ્વર છે, શ્રીપૂર્ણ પુરુષોત્તમ એ જ છે.

પુરુષોત્તમ જાણીને પદ્મનાભદાસ શ્રીઆચાર્યજીને શરણે આવ્યા, નામ પામ્યા પછી સમર્પણ થયું. પછી ઉત્થાપન સમયે શ્રીઆચાર્યજીએ પોથી ખોલી. ત્યારે આપશ્રી દામોદરદાસ સંભાલવાળાને ઘેર બિરાજ્યાં હતા, પદ્મનાભદાસ પોતાના ઘરેથી ત્યાં આવ્યા. પછી શ્રીઆચાર્યજીને દંડવત્ કરીને બેઠા, ત્યારે શ્રીઆચાર્યજીએ નિબંધનો શ્લોક કહ્યું, તે શ્લોક

पठनीयं प्रयत्नेन सर्वहेतुविवर्जितम् ।।

वृत्त्यर्थं नैव युञ्जीत प्राणैः कण्ठगतैरपि ।।

तदभावे यथैव स्यात् तथा निर्वाहमाचरेत् .......

એ શ્લોક જ્યારે આપ બોલ્યા ત્યારે પદ્મનાભદાસએ ખોબો ભરી સંકલ્પ કર્યો કે શ્રીભાગવત કથા કહીને વૃત્તિ નહિં કરું. એમ શ્રીઆચાર્યજી આગળ સંકલ્પ કર્યો ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યુ કે શ્રીભાગવત વૃત્ત્યર્થ ન કરવું, ન કહેવું, બીજું તો તમારી વૃત્તિ છે. ...આજકાલ તો કહેવાતા પુષ્ટિમાર્ગીય સાહિત્યોમાં જાહેરાતો આપવામાં આવે છે કે યુવા કથાકાર, સંગીતમય શૈલીમાં કથા કહેયાર યુવા કથાકાર, યુવા આચાર્યના મુખે શ્રીમદ્ ભાગવતનું રસપાન, ૨૫૨મી શ્રીમદ્ ભાગવત સપ્તાહ, વગેરે વગેરે, આવા ઢોંગ-ઢકોસલાઓ થઇ રહ્યાં છે. ત્યારે આવા માર્ગ ભ્રમિતો પ્રત્યે શ્રીમહાપ્રભુજી લાલ-બત્તિ બતાવી આ ઉચ્ચ આજ્ઞા પ્રદાન કરે છે કે કથા કોઈપણ નેતુએ ન કરવીં જોઇએ....શ્રીભાગવત કોઇ લૌકિક કથા નથી, પણ સાક્ષાત્ શ્રીભગવાનની કથા છે. તેથી આવા જ્યાં પ્રયોજનો થઇ રહ્યાં હોય તેનાથી સદૈવ આપણે સેવક-વૈષ્ણવોએ દૂર રહેવું જોઈએ.

અને હવે શ્રીમહાપ્રભુજી આગળ કેવી સુંદર પણ આવા વ્યાપારી કથાકારો માટે દંડસમાન આજ્ઞા પ્રદાન કરે છે. આપશ્રી જલભેદ ગ્રંથમાં જે આજ્ઞા કરે છે, તે પર દ્વિતીયશ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગોવિન્દજીના જ્યેષ્ઠાત્મજ શ્રીકલ્યાણરાયજી વિવૃત્તિ સમ રહસ્ય પ્રકટ કરે છે :

**जलार्थमेव गर्तास्तु नीचा गानोपजीविनः** ।। (जलभेद ५)

पञ्चमं भावम् आहुः '**जलार्थमेव**' इति. प्रक्षालनोच्छिष्ट-जलप्रक्षेपार्थमेव ये गर्ताः तत्तुल्याः **नीचाः गानोपजिविनः** इति अर्थः....तेन उच्छिष्ट-गर्त-जलवत् तेषां भावो न सद्भिः ग्राह्यः इति अर्थः....पौराणिकनि-रूपणानन्तरं पुनः यद् गायकनिरूपणं तद् एतादृशानां पौराणिकानाम् एतद्गायक-तुल्यत्व-ज्ञापनार्थम्. (श्रीकल्याणरायजीविरचित-जलभेद-विवृत्ति.५)

**જે લોકો ભગવદ્‌ગુણગાનને પોતાની આજીવિકાનું સાધન બનાવે છે તેવા ગુણગાન કરનારાઓ તો અપવિત્ર-મલિન જલને ભેગું કરવા માટે જમીનમાં ખોદવામાં આવતા ખાડા જેવા હોય છે. (જલભેદ.૫)**

શ્રીમહાપ્રભુજી પાંચમાં ભાવનું વર્ણન કરવા માટે 'જલને ભેગું કરવા માટે' શબ્દ-પ્રયોગ કરે છે. મોઢું વગેરે ધોવામાં વપરાયેલ અપવિત્ર જલને ભેગું કરવા માટે જમીનમાં જ ખાડો ખોદવામાં આવે છે તેના જેવા નીચ ભગવદ્-ગાન-ઉપજીવીઓ હોય છે....આથી એ આશય પ્રકટ થાય છે કે વપરાયેલું ગંદુ-અપવિત્ર જળ જેમ વપરાશમાં લેવાતું નથી તેમ ભગવદ્ ગાનોપજીવિઓના ભાવો સારા મનુષ્યો માટે ગ્રાહ્ય નથી હોતા...પૌરાણિકોના ભાવનું નિરૂપણ કરીને ગાયકોના જે આ ભાવનું નિરૂપણ કરવામાં આવ્યું છે તે આવા (આજીવિકાર્થ પુરાણોનું ઉપયોગ કરનાર) પૌરાણિકો આવા ગાયકોના સમાન છે તે દેખાડવા માટે...(શ્રીકલ્યાણરાયજીવિરચિત જલભેદ વિવૃત્તિ. ૫)

આજકાલ આજ પદ્ધતિ ચાલે છે. થોડું કાંઈકો બોલતા આવડી ગયું હોય, એટલે પછી તો વ્યાસ પીઠ પર બેસી જાય છે, તે વ્યાસાસનનું પણ અપમાન સમાન છે. છતાં ધૂર્ત લોકોને બેવકુફ બનાવે છે. શ્રીભાગવતની કથા કહેવા અને પછી ચિત્ર-વિચિત્ર હાવ-ભાવ પ્રકટ કરે છે કથા કહેવામાં. અને હવે તો પાછળ સંગીતના સૂરો પણ રેલાય છે. પછી હલી-ડોલીને લૌકિક ઉપદેશો દીધેજ રાખે છે. પણ આવું હલી-ડોલીને કથા કહેનાર શ્રીભાગવતનો ઉપદેશ ભૂલી ગયા. શ્રીભાગવતમાં પુરાણકાર ૩૨ અપરાધો દર્શાવે છે. જેમાં એક અપરાધ એ પણ છે કે ગુણગાન-પ્રભુની કથા એક-ચિત્ત થઈને શ્રવણ કરવું-કરાવવું, જો એમ ન કરવામાં આવે તો તે અપરાધ છે. એટલે કે હલી-ડૂલીને ગુણગાન કરવું તે અપરાધ છે, જે શ્રીભાગવતકાર શ્રીમદ્ ભાગવતમાં આલેખે છે.

હવે તો કહેવાતા પુષ્ટિમાર્ગીય સામયિકોમાં આવા પ્રકારના કથાકારોની જાહેરાતો પણ છાપતાં સામયિકોના સંપાદકોને પણ શેહ-શરમ નડતી નથી. વિદ્વાનોની સંજ્ઞા પ્રદાન કરે છે. અરે વિદ્વાન કોને કહેવાય તે જાણતા નથી, પછી પ.ભ. પણ જોડી દે છે. અને એવા પૈસા કમાઉ કથાકારો માટે કહે છે કે યુવા કથાકારના મુખે કથા સાંભળવાનો લાલ્વો...શાસ્ત્ર કહે છે કે જે વિદ્વાન છે, તેની પરીક્ષા કરવી હોય તો શ્રીભાગવત દ્વારા પરીક્ષા થાય. અને જો બે-ચાર પ્રશ્ન પૂછી લઈએ આવા ગર્હિત યુવા કથાકારોને, તો પછી ગે-ગે, ફેં-ફેં થઈ જાય. ગોસ્વામી બાલકોમાં પણ હવે કથાકાર થવાંની હોડ લાગી છે. તેમની પણ ચાર-રસ્તાઓ પર જાહેરાતો છપાતી હોય છે....

આપણે સૌ શ્રીમહાપ્રભુજીના માર્ગના સેવક-વૈષ્ણવો છીએ તો પછી શ્રીમહાપ્રભુજીની વાણીથી કેમ દૂર ભાગીએ છીએ..આઓ શ્રીમહાપ્રભુજીની વાણીને યથાર્થ સમજીને આવા દુર્ગુણોથી દૂર રહીએ..

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

